॥ श्री कृष्णायनमः ॥

શ્રી/માળીઆ સંસ્કૃત પાઠશાળાનું 'ગુરૂપૂર્ણિમા' સ્મારક.

# શિશુશિક્ષા લેખમાલા

પ્રથમ મણિ.

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकी परमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥


લેખક.

ગણપતિ જયશંકર શાસ્ત્રી. વડાલીકર.



પ્રકાશક,

મૂલશંકર કેશવરામ અધ્યાપક. વડાલીકર.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું, પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦-૨-૦ પોસ્ટેજ સાથે.

# अभिनंदनम्

વિદ્યાવિલાસી ધર્મનિષ્ઠ વાલજી મુળજી ઠક્કર.

મુંબઈ.

પ્રવર્તીત યુગની કનીષ્ટ કસોટીથી કસાતા વિપ્ર બાળકોના વિશુદ્ધ જીવનના ઉદ્ધાર કરવા પ્રતિદિન પ્રયત્નમાં રહી વડાલી, ખંભાળીયા વિગેરે સ્થાનોએ ધાર્મિક સંસ્થાઓ સ્થાપી જનસમાજમાં ધર્મ નીતિના પ્રચાર માટે પોતાની પવિત્ર લક્ષ્મીના વ્યય કરવા સાફલ્ય માનો છો ઇત્યાદિ અનેક ગુણોથી આકર્ષાઈ આ નાનુ પણ ઉપયોગી પુસ્તક આપના પવિત્ર કર કમળમાં અર્પું છું.

શુભેચ્છક.

ગણપતિ જયશંકર શાસ્ત્રી.

વડાલીકર.

ॐ

# " શ્રી મોડાસા સંસ્કૃત પાઠશાળા "

# ગુરૂપૂર્ણીમા મહોત્સવ.

અષાઢ શુકલ ૧૫;     સંવત ૧૯૭૫.

## " श्रीसद्‌गुरु स्तुति "

अज्ञान तिमिरान्धस्य ज्ञाना ञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ १ ॥

गुरूर्ब्रह्मा गुरुर्विष्णु र्गुरुर्देवो महेश्वर: ।
गुरूः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ २ ॥

धर्मार्थकाम मोक्षाणां मार्गं शिष्यायधीमते ।
कृपयाऽदिशति प्रेम्णा तस्मै श्रीगुरवे नमः ॥ ३ ॥

उत्पत्ति र्जगतो येन स्थिति र्वृद्धिः प्रजायते ।
प्रलयो येन पूज्येन तस्मै श्रीगुरवे नमः ॥ ४ ॥

( હરિગીત છંદ. )

જે સદ્‌ગુણોનું બીજ રોપી, હૃદયમાં શિશુઓ તણા,
પ્રેમ જલ છાંટી વધારે, શિષ્યમાં સદ્‌ગુણ ઘણા;
જેના પરે આ દેશની, અભિવૃદ્ધિનો આધાર છે,
તે સદ્‌ગુરને હું નમું, સંસારનું જે નાવ છે. ૧

ધર્મ ને નીત તણા જે, પાઠ શિખવે સર્વદા,
ઉપદેશથી જેના જનો, નિજ કર્મમાં તત્પર થતા;
જેના સુદર્શનથી શિશુના, મનોમલ દુર થાય છે,
તે સદ્ગુરૂને હું નમું, સંસારનું જે નાવ છે. ૨.
નિજ સ્વાર્થને કરી દુર જે જનજીવન સંસ્કારી કરે,
સાદું સરળને ઉચ્ચ જીવન, સર્વદા જે આચરે;
જે જ્ઞાનરૂપ શરીરથી, હૃદયે સહુજનના વસે,
તે સદ્ગુરૂનેહું નમું, સંસારનું છે નાવ જે. ૩.
જે વેદને વેદાંગની, શિક્ષા અમૂલ્ય સમર્પતા,
અધિકારી શિષ્યોને, વિના–મૂલ્યે, સુમાર્ગ બતાવતા;
રંક રાજા ને ગૃહસ્થો, જેમનું શરણું ચહે,
તે સદ્ગુરૂને હું નમું, સંસારનું છે નાવ જે. ૪.
" **गृणातीतिगुरूः** " એ નિજ શબ્દને સાર્થક કરે,
વર્ણ–આશ્રમનો બતાવી, ધર્મ સંતાપો હરે;
અર્થ કામજ સાધવાને, યોગ્ય મારગ દાખવે,
તે સદ્ગુરૂને હું નમું, સંસારનું છે નાવ જે. ૫.
બ્રાહ્મણ શિશુને પઠન પાઠન કાર્યમાં તત્પર કરે,
તપ, શૌચ ને શમ, દમ, તિતિક્ષા, નમ્રતા હૃદયે ભરે;
જ્ઞાન ને વિજ્ઞાન આસ્તિકતા યજન યાજન વદે,
તે સદ્ગુરૂને હું નમું, સંસારનું છે નાવ જે. ૬.
રક્ષા થવા આ વિશ્વની, ઇશ બાહુ રૂપે ઉદ્ભવ્યા,
તે રાજપુત્રોને સદા જે રાજ્ય ધર્મ બતાવતા;
જે ધર્મરાજ્યથી દેશની રૈયત સદા સુખ પામતી,
નિજ–કર્મમાં તત્પર રહી, પુરૂષાર્થને વિસ્તારતી. ૭.

જેની કૃપાથી રાજયમાં, કદા રોગ શોક વસે નહીં,
બાલ્યવયમાં જયાં જનો, યમ લોકને પામે નહીં;
જયાં ધૂર્તતાને ચૌર્યવૃત્તિ, દષ્ટિએ પણ ના પડે,
મિત્ર ભાવે સર્વ વસતા, શત્રુ કોઇ ના મળે. ૮.
નિજ વર્ણ ને આશ્રમ તણો, જયાં ધર્મ સર્વે પાળતા,
રાજયના અધિકારીઓથી નવ જનો દુઃખી થતા;
જેના યજન યાજન થકી, આ જગતમાં વૃષ્ટિ થતી,
બ્રહ્મ તેજથી જેહના દીર્ઘાયુષી જનતા થતી. ૯.
સંમતિથી જેમની સહુ રાજય ધોરણ ચાલતું,
માર્ગમાં અન્યાયના તે સમે ના કોઈ જતું;
સંધિ–વિગ્રહ આદિ સર્વે કાય પોતે દાખવે,
તે સદ્ગુરૂને હું નમું, સંસારનું છે નાવ જે. ૧૦.

( શાર્દુલ વિક્રીડીતવૃત્ત. )

વૈશ્યો જે ગુરૂના ગ્રહી શરણને, ધર્માર્થને સાધતા,
વ્યાપારો પરદેશ સાથ કરીને, અભ્યુન્નતિ પામતા;
ગોરક્ષા કૃષિકાર્ય ખ તથી કરી, ધર્મો બધા પાળતા,
તે કાલે વસતિ નહિ જન વિષે, જે હાલ છે દીનતા. ૧૧.

( શિખરિણી વૃત્ત. )

ઉઠો બંધુ જાગો, અલસ બધો ત્યાગો ધીર ધરી,
કરો યત્નો એવા, સદગુરૂ વધે દેશનો મહીં;
થશે ત્યારે દેશે, ઉદય સઘળે, કીર્તિ વધશે,
સહુ દુઃખો જાશે, વિભવ વધી સ્વાતંત્ર્ય મળશે. ૧૨.

# શિષ્યો સમક્ષ આપેલું વ્યાખ્યાન.



પ્રિય વિશ્વાસુ બાલસમાજ ! આજની પૂર્ણિમા ગુરૂના ઉચ્ચ ગુણોનું પુરેપુરૂં અનુકરણ કરવા સૂચવતી હોવાથી તેનું નામ " ગુરૂ પૂર્ણિમા " કહેવાય છે.

સદ્‌ગુરૂના પવિત્ર ગુણોનું અને ચારિત્ર્યનું દર્શન—ધ્યાન અંગે અંગમાં અને આત્મામાં વારંવાર થવું એજ ખરી ગુરૂ પૂજા છે.

ત્હારા દેશમાં સદ્‌ગુણો વધારવાની ઇચ્છા હોય, ત્હારા દેશમાં ધર્મ–નિતિજ્ઞાનનો બ્હોળો ફેલાવો કરવાની ઇચ્છા હોય, ત્હારા દેશમાં વિશુદ્ધ પ્રેમ વધારવાની ઇચ્છા હોય, ત્હારા દેશમાં વ્હેપાર, હુન્નર, કલા અને વિજ્ઞાન વધારવાની ઇચ્છા હોય, એમ સર્વ પ્રકારે દેશની સંપૂર્ણ ઉન્નતિ કરવાની ઇચ્છા હોય તો તેનો ઉપાય ઉત્તમ સદ્‌ગુરૂ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે.

વૃક્ષની વેલ ઉંચી ચઢવા ઉંચો આધાર શોધે છે, બીજનો અંકુર વૃદ્ધિ પામવા ઉંચા વૃક્ષની આશા રાખે છે, ચંદ્ર સ્વચ્છ અને શાંત પ્રકાશ મેળવવા સૂર્યની અપેક્ષા રાખે છે; તેમ પ્રિય બાલ સમાજ ! તું બ્રહ્મચારી રહેવાનો હોય, ગૃહસ્થાશ્રમી થવાનો હોય, વાનપ્રસ્થ કે સન્યાસી થવાનો હોય, તું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર હોય તો પણ તારે તે તે વર્ણાશ્રમ ધર્મનું શરણ લેવા અને જીવનને ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવા ચારિત્ર્યશાલી, કર્મયોગી, ઉચ્ચગુણી, પવિત્ર આત્મા ગુરૂની જરૂર છે.

દુનિયાના પદાર્થોપર હક્ક રાખવા-મેળવવા ઘણા મનુષ્યો તૈયાર છે. પણ જગત સાથે શું કર્તવ્ય છે ? તે સમજનાર આત્મા વિરલા છે.

ગુરૂ થવા ઘણા ઇચ્છા રાખે છે સાધુ અને જતિના નામે મહંત અને યોગી બની ત્યાગી અને ભોગી રૂપે; એમ દેશને માથે ઘણા ગુરૂઓ અવનવા થતા જાય છે. આ પરંપરા ઘણા લાંબા વખતથી ચાલતી આવી છે, અને ચાલશે ખરી પણ પ્રાચીન સમય કરતાં અર્વાચીન સમયમાં દિનપર દિન દેશની દુર્દશા થતી જણાય છે.

અર્વાચીન સમયમાં જ્યાં ત્યાં ઉન્નતિના પોકારો થઇ રહ્યા છે. તે માટે અનેક પ્રયત્નો કરવામાં આવે છે. પશ્ચિમની પદ્ધતિ પ્રમાણે વિદ્યાદિ ગુણો પ્રાપ્ત કરવાનાં સ્થાનો પણ અસંખ્ય છે. ગુરૂઓ અને શિષ્યો પણ સેંકડો છે. કેળવણી પાછળ હજારો અને લાખો રૂપીઆનો ભોગ અપાય છે. એવાં વિદ્યાસ્થાનોમાં તર્ક, ન્યાય, ભૂગોલ, ખગોલ, ભૂસ્તર, ભૂમિતિ, પદાર્થ, વિજ્ઞાન ગણિત, ઇતિહાસ, સાયન્સ વગેરે શીખતા લાખો વિદ્યાર્થીઓમાંથી અત્યાર સુધી એક પણ એવો વિદ્યાર્થી નીકળ્યો નથી કે જે કણાદ, ગૌતમ, પતંજલિ, પાણિનિ, વ્યાસ, વાલ્મિક, વસિષ્ઠ, શ્રીશંકર, શ્રીવલ્લભ, ભટ્ટભાસ્કર આદિની તુલનામાં આવી શકે.

ઉપરના ઋષિઓ અને વિદ્વાનો કે જેમનાં ગ્રંથોનાં દેશકાલને બંધબેસતાં રૂપાન્તરે લખેલાં પુસ્તકો ભણી કોલેજોમાં પાસ થઇ શકાય છે. તે મહાત્માઓ કઇ કોલેજમાં ભણવા ગયા હતા ? આધુનિક કાળમાં વિદ્યમાન સાધનોમાંથી તેમને માટે એક પણ કયું સાધન હતું ? છતાં તેઓએ પોતાની ચિરસ્થાયી કીર્તિ આખા

વિશ્વમાં ઝળકાવી છે, અને હાલમાં સાધનો અપરિમિત છતાં માનસિક શક્તિ એટલી નિર્બળ રહે છે કે, તેમની સમાનતા થવી તો દૂર રહી, પરંતુ તેમના લખેલા ગ્રન્થોનો યથાર્થ મર્મ સમજવા જેટલું પણ સામર્થ્ય આપણામાં રહ્યું નથી.

માનસિક અને આધ્યાત્મિક શક્તિનો પ્રબળ આધાર શરીર ઉપર રહે છે. શરીર અને મનનો સંબંધ અત્યંત નિકટનો છે. શરીર પર થતી અસર મનને તુર્ત લાગી આવે છે, અને મનપર થતી અસર શરીરમાં પૂર્ણ રીતે દેખાવ આપે છે. શારીરિક શક્તિના અભાવે મનની ઉન્નતિ દુર રહે છે. તેથી બુદ્ધિ વિકાસ ન થતાં સ્તબ્ધ બની જાય છે. શરીર બળ વિના કેવળ મન અને બુદ્ધિપર ભાર દઇ અભ્યાસ કરનાર વિદ્યાર્થી ભણેલું ભૂલી જાય છે. અગર કિમતી આયુષ્ય ગુમાવી બેસે છે.

શરીરબળ વિનાનો માણસ ગૃહસ્થાશ્રમ કરવામાં તદન નાલાયક બનેલો હોય છે. ગૃહસ્થાશ્રમનો પ્રેમ તેને ઝેર સમાન લાગે છે. ગૃહસ્થાશ્રમનો આનંદ લેતાં તેને કઠોર દુઃખ અનુભવવું પડે છે. તેના હૃદયમાં ત્યાગી અને વૈરાગી થવાની વાસનાઓ સ્ફુરે છે. અને સર્વ આશ્રમના આશ્રયરૂપ, સર્વ આશ્રમના મુકુટમણિ–ગૃહસ્થાશ્રમ ધર્મને વારંવાર ધિઃક્કારે છે. શારીરિક બળ વિનાનો માણસ સંતાનો પ્રત્યેનો ધર્મ, સ્ત્રી પ્રત્યેનું કર્તવ્ય, માતાપિતા પ્રત્યેની ફરજ બન્ધુવર્ગ પ્રત્યેની સ્થિતિનું વર્તન કરવા અસમર્થ થાય છે.

શરીરબળ વિનાનો માણસ સાચો પુરૂષાર્થ અજમાવી ધન મેળવી શકતો નથી. શરીરબળ વિનાનો માણસ પરોપકાર કરી

શકતો નથી. શરીરિની સ્થિત નિર્બળ હોવાથી બુદ્ધિ અને મનનો વિકાસ થતો નથી. તેના અભાવે આત્મ સાક્ષાત્કાર થતો નથી. શારીરિક શક્તિહીન માણુસ અમુલ્ય નર દેહને ધર્મ, અર્થ, કામ મોક્ષથી મુક્ત કરી અધોગતિએ પહોંચાડે છે.

જે વિદ્યાલયોમાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક જ્ઞાન આપનાર સદ્ગુરૂઓનો અભાવ છે, ત્યાં શિક્ષણની ખરી સાર્થકતા થતી નથી.

આધુનિક પરિસ્થિતિમાં ગુરૂઓ અમુક વેતનથી (પગારથી) બંધાયેલા હોઇ વખતસર નોકરી બજાવી બોજામાંથી મુક્ત થાય છે. અને શિષ્યો અમુક ફી ભરી માત્ર નિયમિત કરેલા સમય સુધી વિદ્યાગૃહમાં બેસી પોતે અમુક જ્ઞાન મેળવ્યું કે ન મેળવ્યું હોય તેની દરકાર રાખ્યા વિના મુકરર વખતે ચાલ્યા જાય છે. આથી એક અર્થ સરતો નથી.

વળી વર્ગોમાં ગુરૂઓ એકને બદલે અનેક અને પ્રસંગે પ્રસંગે બદલાતા હોવાથી શિષ્યની ગુરૂભક્તિ અમુકપર નિશ્ચલ થતી નથી. ગુરૂજી શિક્ષણ આપતાં યમરાજા સમાન બેઠેલા હોય છે. શિષ્યની ખરી યોગ્યતા દબી જાય છે. અને ઉત્તમ સંસ્કારોને બદલે અધમ સંસ્કારો પડે છે. શિષ્ય ગુરૂને વૈરી ગણી ગુરૂનું જ્ઞાન ગ્રહણ કરી શકતો નથી.

આમ ગુરૂપરંપરા દિનપરદિન અવ્યવસ્થિત, શિથિલ અને દરિદ્ર સેવનારી થતી જતી હોવાથી ભાવી સંતાનોનાં માતાપિતા દોષવાન્ બનેલાં હોય છે. સંતાનો પ્રત્યે ઉત્તમ સંસ્કારો બેસાડવાનું જ્ઞાન નહિ હોવાથી તેમનાં સંતાનો સ્વચ્છંદી દુરાચારી,

દુર્ગુણી, દુર્વ્યસની, નિંદક, દ્રોહી, વિષયી અને કર્તવ્ય ભ્રષ્ટ નિવડે છે. તેમને સ્કુલ કે કોલેજમાં મોકલવાથી પિતાના પરિશ્રમનું દ્રવ્ય વ્યર્થ ગુમાવી, પાસ થતાં સુધીની ગોખેલી વિદ્યા ગુરૂને ત્યાં પાછી મોકલી, ધંધા પુરતી ઉપયોગમાં લઇ, સ્વતંત્ર થઇ, મોજ શોખ ભોગવિલાસને આધીન થઇ, ધર્માર્થ કામ મોક્ષને ધિક્કારી, કામના કિંકર બની, પુરૂષાર્થ હીન થતાં જાય છે. વડીલને—ગુરૂને તુચ્છ માને છે. છેવટે સમગ્ર સંસારમાં પોતે પણ થોડાજ વખતમાં તુચ્છ થઈ નર દેહ વ્યર્થ ગુમાવે છે આમ થવાનું બીજું એક મહત્વ ભરેલું કારણ છે. તે એ કે, આચાર વિચારની અશુદ્ધિ અને સંસ્કારોનો લોપ છે.

સંસારના જડ ચેતન પદાર્થો વિના સંસ્કારે બગડી થોડા વખતમાં ભ્રષ્ટ થાય છે. અને વસ્તુનું ખરૂં તત્વ ઢંકાઈ જાય છે. તેમ સંસ્કાર વિનાના બાળકનું આત્મતત્વ પણ દિનપરદિન સ્તબ્ધ થતું જાય છે.

હવે અર્વાચીન સમય નિરીક્ષા બદલી પ્રાચીન સમયનો ચિતાર આગળ લાવી વિચાર કરીએ તો તે સમયમાં ઉપવીત આપનાર, વિદ્યાભ્યાસ કરાવનાર; ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું યથાર્થ જ્ઞાન આપનાર કાયમ તરીકે ગુરૂ એકજ ઓળખાતા હતા. તે સમયમાં "ગુરૂ" એ નામ સાર્થક હતુ. **गृणाति धर्मार्थकाममोक्ष तत्वमिति गुरुः** તેવા ગુરૂઓ પર શિષ્યોનો પ્રેમ અપાર હતો. તેઓ સ્તુતિ પ્રસંગે **गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरवेनमः** " ગુરૂનેજ બ્રહ્મા તરીકે ઓળખતા. અને તેઓ સમજતા કે, બ્રહ્મા શબ્દમાં "**बृहि**"

ધાતુવિસ્તાર વાચક છે. "**बृंहति इतिब्रह्मा**" જે પોતાનું જ્ઞાન શિષ્યો દ્વારા આખા જગતમાં વિસ્તારી જનસમાજનો ઉદ્ધાર કરે છે. તેથી ગુરૂ **બ્રહ્મા** સમાન છે. વળી ગુરૂને વિષ્ણુ તરીકે સંબોધી વિષ્ણુ શબ્દનો અર્થ એમ સમજતા કે, **विशति चराचरंजगत् इति विष्णुः** ) જે જગતના આત્મામાં ઉત્પન્ન થયેલા જ્ઞાનનું પાલન કરે છે. તે વિષ્ણુ ગુરૂ રૂપે છે, અને ગુરૂને મહેશ્વર તરીકે બોલાવી મહેશ્વરનો અર્થ સર્વ સત્તાવાન્, અજ્ઞાનાદિ દુર્ગુણોના નાશક, એમ સમજતા. આમ ગુરૂ તરફ અત્યંત પૂજ્યભાવ હતો. શિષ્યનું પરમ ધ્યેય "ગુરૂ" જ હતું. ગુરૂ માતા પિતા કરતાં વિશેષ પૂજ્ય ગણાતા. તેઓ નિર્લોભી, સાત્વિક, બ્રહ્મનિષ્ઠ અને કાર્યકુશલ તથા કર્તવ્ય પરાયણ રહી, તેવોજ બોધ આપવા ચુકતા નહિ. જેમને ત્યાં વધારે શિષ્યો વસતા તેઓ "કુલપતિ" તરીકે ઓળખાતા. તેમાંજ પોતાની મહત્તા સમજતા. રાજાથી રંક પર્યન્ત સર્વ લોકો પર તેમની સત્તા જામેલી હતી. આવાં કારણોથી લોકો તેમના તરફ આકર્ષાતા. અને પ્રાણ તેમજ ધન અર્પણ કરી તેમની સેવા બજાવવી એ ઇશ્વરકૃપા સમાન સમજતા.

જનસમાજ પોતાનાં વ્હાલામાં વ્હાલાં સંતાનોને પશુમાંથી ખરા મનુષ્ય બનાવવા માટે તેમનું જીવન પરોપકારી અને આદર્શ રૂપ બનાવવા સાત વર્ષ પુરાં થતાં કે તરતજ "**गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः।**" એ સ્મૃતિ નિયમાનુસાર બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયને અગીઆરમે અને વૈશ્યને બારમે વર્ષે ઉપનયન –ગુરૂ સમીપે મોકલવાની વિધિપૂર્વક ક્રિયા કરતા.

ઉપનયનનો અર્થ "ગુરૂ પાસે લઇ જવું" એવો થાય છે. "**तद्विज्ञानार्थं स गुरू मेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** બ્રહ્મનિષ્ઠાવાળા અને વેદવેદાંગ પારંગત વિદ્વાન ગુરૂ પાસે અજ્ઞાનતારૂપી સમિધ કાષ્ટને લઇ, જગત અને ઇશ્વરનું જ્ઞાન યથાર્થ લેવા માટે, અજ્ઞાનતા રૂપી કાષ્ટ ભસ્મ કરવા માટે જવા તૈયાર થતા.

ઉપનીત થયેલા ( ગુરૂ શરણે પ્રાપ્ત થયેલા ) શિષ્યની સદ્‌ગુરૂ સંપૂર્ણ કસોટી કરતાં તથા પોતાના યથાર્થ નિયમો સમજાવવા પ્રશ્ન કરતા કે, **कोनामासि ? कस्य ब्रह्मचार्यसि ?** તું કોણ છે ? તારૂં શું નામ છે ? તું કોનો બ્રહ્મચારી છે ? એમ અનેક પ્રકારે ખાત્રી કરી તેને પોતાના સ્વભાવ સાથે મન, વચન અને ચિત્ત સાથે; બુદ્ધિ અને આત્મા સાથે મેળવી લેવા ઉપદેશ કરતા કે, **ममव्रते ते हृदयं दधामि । ममचित्तमनुचित्तं तेऽस्तु। ममवाचमेकमनाजुषस्व । प्रजापति ष्ट्वानियुनक्तुमह्यम्।** એમ વિચારોની ઉચ્ચ સ્થિતિ કરવા તેના સાધન તરીકે નિત્ય નૈમિત્તિક કર્મો સમજાવતા. બ્રહ્મચર્યને વિધિવત્ પળાવતા, ગામ કે નગરના; માતાપિતા અને સ્વજનોના એમ અનેક પ્રકારના વ્યવહારિક સંસર્ગથી બાળકને દુર રાખતા. શુદ્ધ વાતાવરણનો આશ્રય લેતા. પવિત્ર જલનું પાન કરતા. અને સાત્વિક પૌષ્ટિક ફલમૂલનું સેવન કરતા. શુદ્ધ ઘી, દુધ અને અન્નાદિકનો આહાર કરતા. યમ, નિયમ, આસન તથા નેતી, ધોતી, બસ્તી વગેરે યોગની ક્રિયાઓથી શરીરની શુદ્ધિ કરાવતા.

પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિથી ઇંદ્રિયો, મન અને પ્રાણપર સત્તા મેળવવાનું શીખવતા.

વાણીની પવિત્રતા માટે શિક્ષા શાસ્ત્રની વિધિથી વેદના વિભાગ શીખવતા. આરોગ્ય વિદ્યા તરીકે આયુર્વેદ, શસ્ત્ર વિદ્યા તરીકે ધનુર્વેદ, ગાન વિદ્યા તરીકે ગાન્ધારવેદ અને અર્થ શાસ્ત્ર શીખવતા. વેદના અર્થ બરાબર સમજવા માટે વ્યાકરણ, તથા ભાષાની વિશેષ માહિતી માટે નિરૂક્ત–કોષનું ( શબ્દ કોષનું ) ભાષાના છંદો ઓળખવા માટે છન્દસ શાસ્ત્ર ( પિંગલ ) અને ખગોલની માહિતી માટે જયોતિષ (ખગોલ શાસ્ત્ર) વૈદિક કર્મને માટે કલ્પશાસ્ત્ર, ( કર્મકાંડની અનુક્રમણિકા બતાવનારાં સૂત્રો ) ઇતિહાસ અને આખ્યાયિકા તરીકે ઉપનિષદ્, મહાભારત, રામાયણ આદિ ગ્રન્થો શીખવાતા. દુનિયાના તત્વ વિચાર માટે સાંખ્ય શરીરની તથા આત્માની ઉન્નતિ માટે યોગ; ઇશ્વરની સાબિતી માટે તથા જગતૂના સૂક્ષ્મ સ્વરૂપના વિચાર માટે ન્યાય અને વૈશેષિક, ભૂગોલ, ભૂસ્તર અને ભૂતલ તરીકે શીખવતા. ઇશ્વરની ઉપાસના માટે પૂર્વમીમાંસા અને ઇશ્વરનું ખરૂં સ્વરૂપ અનુભવવા માટે વેદાન્ત–ઉત્તરમીમાંસા શીખવતા. તે ઉપરાંત ધાર્મિક, આર્થિક, વ્યવહારિક, રાષ્ટ્રિય, રાજકીય વ્યવહારનો અને અનેક હુન્નરકલાઓનો અભ્યાસ કરાવતા.

એમ સર્વશાસ્ત્રનો અભ્યાસ કરાવી, વિદ્યાર્થીની શારીરિક માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલવતા. વેદશાસ્ત્રોનો સંપૂર્ણ અભ્યાસ કરાવી ગૃહસ્થાશ્રમને લાયક થયેલા બ્રહ્મચારીને પોતાને ત્યાંથી રજા આપતા.

ઘણા પ્રેમના પ્રસંગમાં રહેલા અને વિદ્યાદિ ગુણોને પ્રાપ્ત થયેલા વિદ્યાર્થીઓ, ગુરૂ પાસેથી નીકળતાં ઘણા દિલગીર થતા કે

**शरीरं सुरूपं तथावा कलत्रं यशश्चारुचित्रं धनं मेरु तुल्यं गुरोरङ्घ्रि पद्मे मनश्चेन्न लग्नं ततः किं ततः किं ततः किं ततः**

किम् । આ શરીરનું સૌન્દર્ય જેની કૃપા વડે થયેલું છે જેના વડે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી ઇત્યાદિ પ્રાપ્ત થઇ તે પ્રત્યેની ખરી ફરજ બજાવવાની શક્તિ આવે છે, સુંદર યશ અને મેરૂના સમાન ધન જેની દયા વડે પ્રાપ્ત થાય છે. એવા ગુરૂપદને વિસરી જે સ્વછંદી બને છે તે દરેક વાતે ધિક્કારને પાત્ર છે. એવાં અનેક સ્તોત્રો ગુરૂનાં ગાઇ ગુરૂપાદુકા હૃદયમાં ધારણ કરી, ગુરૂથી પ્રાપ્ત થયેલા સાંસારિક, ધાર્મિક, નૈતિક આદિ અનંત ગુણોથી દરેક આશ્રમની સેવા ગુરૂસેવા, દેશસેવા આત્મ સેવા કરવા ગુરૂથી ઉતરતા થતા નહિ. એ વખતનો ગુરૂ મહિમા પૂર્ણ રીતે ગવાતો, એ પ્રસંગે ગુરૂની પૂજા યથાર્થ થતી એ સમયે ગુરૂની ઇચ્છાઓ પૂરી કરવા એક પગે તૈયાર થઇ તન, મન ધન અર્પી, વિશ્વસેવા બજાવી, અનેક ધન્યવાદ પામી પોતાની પ્રકાશમાન કીર્તીને ચિરસ્થાયી કરી અમર આત્માને અનંત સુખનો અનુભવ કરાવતા જેથી વર્ણ–આશ્રમના ધર્મો કાયમ રહેતા. જન સમાજ ખોટા વ્હેમોમાં સપડાતો નહિ અને દેશની અંદર સ્વતંત્ર સત્તા જામેલી રહેતી.

પ્રિય બાલવર્ગ ! તારી ગુરૂપૂજા સફલ થાઓ ! તમે ભીષ્મ જેવા સત્ય પ્રતિજ્ઞાવાળા, હનુમાન જેવા અખંડ બ્રહ્મચારી, શ્રીરામ અને કૃષ્ણ જેવા શ્રેષ્ઠ ગૃહસ્થાશ્રમી, વ્યાસ, વસિષ્ટ, વાલ્મીક જેવા ઉત્તમ કવિ, શુક જેવા જ્ઞાનિ અને પ્રાચીન ગુરૂઓ જેવા ઉત્તમ ગુરૂઓ થાઓ. તથા તમારા જ્ઞાનનો અનુભવ દેશ બાંધવોને કરાવી જનસમાજનો ઉદ્ધાર કરવા પ્રયત્નવાન્ બનો. આજનો ચિતાર તમારા હૃદયમાં સદા કાયમ રહો. એવી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના અને અન્તઃકરણની આશિષ છે. ૐ शान्तिः शान्तिः शान्तिः ॥

# એક પ્રાચીન વાર્તા.

## પ્રકરણ ૧ લું.

### ( વરતંતુ મહર્ષિનો આશ્રમ. )

પૂર્વે હિન્દના ઉત્તર વિભાગમાં મહા વનની અંદર અનેક તપસ્વીઓ રહેતા હતા. જ્યાં ચારેતરફ શાન્તિ વ્યાપેલી જણાતી હતી. નવાં કુમળાં લાલ પાનાવાળી વેલો અજબ :શોભા આપી રહી હતી. વૃક્ષોની ઘટાથી શાન્ત છાયાનો અમૂલ્ય લાભ પ્રાણી માત્રને મળતો હતો. ઉંચા પણ મનોહર લાગતા પર્વતોની હાર બ્રહ્મ સામ્રાજ્યના મહાલયના કિલ્લા સમાન લાગતી હતી. સ્વચ્છ આરોગ્યવર્ધક જલનાં ઝરણાં વહેતાં હતાં. જાણે વીણાના મંદ ઘોષનો અનુભવ આપતાં હોય ને ? એમ લાગતું હતું.

તે પવિત્ર જળોના સમુદાયથી ઉગેલાં વૃક્ષો સુવાસ પ્રસરાવતાં હતાં. વૃક્ષોમાં મુખ્ય જાઇ, જુઇ, મોગરા, ગુલાબ, કેતકી, ચમેલી, ચંપા વિગેરે ખીલી રહ્યાં હતાં. સુગંધયુક્ત પવન મંદમંદ વ્હાતો :હતો. પતિતપાવની સુરસરિત્—ગંગાનો પ્રવાહ લાંબી મુસાફરી કરનાર અધીરા માણસની માફક જોસથી વહી રહ્યો હતો. તેના કિનારા ચળકતી રેતીના રજ:કણોથી દેદીપ્યમાન લાગતા હતા. કિનારે ઘણી પ્રકારનાં આરોગ્ય વર્ધક કન્દમૂળો ઉગી નીકળેલાં હતાં આજુ બાજુ આશ્રમી મુનિઓનાં પાકી રહેલાં અન્નક્ષેત્રો લીલાંછમ છવાઈ રહ્યાં હતાં. સરોવરોની શોભા અલૌકિક જણાતી હતી. સ્વચ્છ પાણીની અંદર ઉગેલાં કમળો સૂર્ય-

નારાયણના પવિત્ર પ્રકાશથી ખીલી રહેતાં. ભ્રમરો ગુંજાર કરતા હતા. મયૂરો નૃત્યો કરતા હતા. કોકિલાઓનો મધુર ધ્વનિ માર્ગે જનાર મનુષ્યોનું મન હરણ કરતો હતો.

અનેક મહામુનિઓની પર્ણકુટીઓ પૃથક્ પૃથક્ શોભતી હતી. પર્ણકુટીની આજુબાજુ બગીચાઓમાં અગ્નિહોત્રના હવનીય કુંડોમાં અગ્નિ પ્રજવલિત થઈ રહેતો. ત્યાં પ્રવૃત્તિના વિચારો અનેક હુન્નર-કલાના વિચારો તથા ઇશ્વર અનીશ્વરપણાના વિચારો ચાલતા હતા.

જ્યાં ખગોલનાં યંત્રો, ભૂગોલ, ભૂસ્તર અને પદાર્થ વિજ્ઞાનનાં યંત્રોનાં મંદિરો વિરાજતાં હતાં. ચતુઃષષ્ઠી કલાઓના પ્રયોગો ચાલી રહ્યા હતા. મંત્રશાસ્ત્ર, તંત્રશાસ્ત્ર અને શસ્ત્ર શાસ્ત્રના પ્રયોગો અનુભવાતા હતા. બ્રહ્મવિચાર તથા યોગાભ્યાસ માટે રાજા મહારાજાઓ તથા અનેક ધનવાન્ ગૃહસ્થો પોતાનાં સ્થાનો છોડી નિવૃત્તિ માટે આવતા હતા. અનેક વિદ્યાર્થીઓ ગુરૂ સેવાને અર્થે સમિધ, પુષ્પ, કુશ, ફળ, મૂળ તથા હોમના પવિત્ર પદાર્થોને લઈ આવતા જણાતા હતા. તેવા એક પવિત્ર આશ્રમમાં યમ નિ-માસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિથી પરિપક્વ થયેલા, શરીરે કૃશ જણાતા " વરતંતુ નામે કુલપતિ વિરાજતા હતા.

તેમની કાંતિ તપના પ્રભાવથી દિવ્ય હતી. વાણી મધુર અને સત્ય હતી. જેમની પાસે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો; પોતાના પ્રિય સંતાનોને આઠમા વર્ષથી વિદ્યાભ્યાસ માટે મૂકતા હતા. તેવા અનેક શિષ્યોમાં, ગુરૂસેવા પરાયણ, સત્, ચારિત્ર્યશાલી, બુદ્ધિમાન " કૌત્સ " નામે એક શિષ્ય હતો.

## પ્રકરણ ૨ જું.

(ઋષિકુળમાં આવેલા એક અજ્ઞાન વિદ્યાર્થી સાથે કૌત્સનો વાર્તાલાપ)

**વિદ્યાર્થી**—ભાઈ, તમારા ઋષિકુળમાં અમને આવવા દેશો ?

**કૌત્સ**—હા, અહીં આવવાને દરેકને છુટ છે. પણ અહીં આશ્રમના નિયમો પાળવા પડે છે.

**વિ૦**—તમારા નિયમો તો કહો ?

**કૌ૦**—બ્રહ્મચર્ય પાળવું, મધુકરી માગીને જમવું, પૃથ્વીપર સુવું, મૃગચર્મ ધારણ કરવું, પંચકેશ રાખવા, ઠંડા પાણીથી ન્હાવું, મોળું અન્ન ખાવું, સત્ય બોલવું, વિવાદ કરવો નહિં, આપ્યા વિના લેવું નહિં,

**વિ૦**—બસ, બસ, બસ, આ નિયમ તો ઘણા અઘરા છે. અરે બાપ ! આવામાં કેમ રહેવાય ? ખાવું, પીવું, મોજમજા મારવી, શહેરમાં લહેર કરવી, તે તો બનેજ નહિં. વળી, આ તે શું ? તમારી શાળામાં સારૂં સારૂં ખાવાનું, ખાટલાપર સુવાનું બગીચામાં ફરવાનું, મન માનીતું ગાવાનું, હાહા હીહી હસવાનું, તેલ અત્તર વાપરવાનું, બુટ, સ્ટાકીંગ પહેરવાનું, પાટલૂન પહેરવાનું, હાથમાં સોટી રાખવાનું, તંદુરસ્તી માટે પાન ચાવવાનું, બીડી અને ચહા પીવાનું મળતું હોય તો અમે રહેવા ખુશી છીએ.

**કૌ૦**—અરે મૂર્ખ તું તો પશુ જેવો જણાય છે. તારા કરતાં અમારા આશ્રમના પોપટ અને કુકડા સારા છે. આ વનમાં ફરનાર કુતરાં અને બગલાંથી પણ તું ઘણો અધમ છે.

**વિ૦**—ઠીક, ઠીક, હવે જે કહેવાનું હોય તે કહી દે !

**काकचेष्टा बकध्यानं श्वान निद्रा तथैवच । अल्पाहारः स्त्रियास्त्यागो विद्यार्थि पञ्चलक्षणम्** " । કાગડા જેવી

ચપલતા, બક જેવું ધ્યાન, શ્વાનની પેઠે થોડી ઉંઘ, અલ્પ આહાર અને સ્ત્રીનો ત્યાગ એ વિદ્યાર્થીનાં પાંચ લક્ષણ છે.

વિ૦—શું ત્યારે કુતરાં મરઘાંથી એ અમે ઉતરતા.

કૌ૦—હા, તેથી પણ ઘણાજ ઉતરતા.

( મ્હોં ફેરવી, આંખો કાઢી, હોઠ કરડી, દાંત પીસી. )

વિ૦—તમારી વિદ્યા તમારે ઘેર રાખો, ભાઇ મીઠાઇ ખાવાવાળા તે શું મીઠા વગરનું અન્ન ખાય ? પલંગપર સુનાર, તે શું ભોંય પર સુવે ? નહિ નહિ.

કૌ૦—અહા ! કેવો પુરૂશ પશુ સાંભળ !

( ગાયન. )

અરે સદવિદ્યા વિણ અવતાર, પશુ ની તુલ્ય છે...રે...૨
ખરે જેમ વાસ રહિત અસાર, નકામું ફૂલ છે...રે...૨
ન તેનું મૂલ્ય છે...રે...અરે૦; ૧

( સાખી )

ભલે જન્મ ધર્યો હો કુળમાં મ્હોટા કદી
મોટા પત્થરના........, તોટા નથી,
નાના મણિને માન; અરે૦ ૨

(સાખી.)

જળ વિનાના સરોવરને, હંસ છોડી જાય છે;
તેમ જ્ઞાન હીણા માનવીને, કોણ ચિત્તે ચહાય છે;
ચક્ષુ વિનાના આંધળા, ભીંતે જઈ ભટકાય છે,
તેમ જ્ઞાન વિનાના પલકમાં, ખૂબ ખત્તા ખાય છે.
અરે સદ વિદ્યા વિણ અવતાર૦ ૩

# દાન કરવાનું ઉત્તમ સ્થાન.

## श्रीस्वधर्म ज्ञानप्रसारिणी संस्कृत पाठशाला.

સુ. મોડાસા ( જીલ્લે-અમદાવાદ )

**यस्यकुक्षिगतंचान्नंविद्याभ्यासेनजीर्यते ॥**

**सतारयतिदातारंदशपूर्वान्दशापरान् ॥ याज्ञवल्क्यः**

ઉદાર **ધર્માત્માઓ** ! આ સંસ્થામાં દ્વિજ બાળકોને સંભાળપૂર્વક રાખી બ્રહ્મચર્ય પળાવી ધાર્મિક, નૈતિક, વૈદિક, સંસ્કૃત, જ્યોતિષ, ગુજરાતી, અંગ્રેજી આદિ વિષયોના અભ્યાસથી અલંકૃત બનાવી તદ્દન નિરાધાર બાલકોને "વિદ્યાર્થી–ભુવન" માં રાખી અન્ન વસ્ત્રાદિથી પોષવામાં આવે છે. તેમજ બાળકીઓને "વનિતાશ્રમ" ના પ્રથક્ સ્થાનમાં રાખી ધાર્મિક, નૈતિક, માનસિક અને પવિત્ર ગૃહસ્થાશ્રમને ઉન્નત કરે તેવું શિક્ષણ વિદુષી ભગિની દ્વારા તદ્દન મફત અપાય છે.

આ સંસ્થા તદ્દન નિરાધાર હોઈ દાન કરવાનું ઉત્તમ પાત્ર છે. પોતાની કમાઇમાંથી રોજ એક પઇ બચાવી તથા રોજના ખોરાકમાંથી એક મુઠી અન્ન કહાડી નિરાધાર બાળકોને આધાર આપી વિદ્યાદાન માટે ઉદાર હાથ લંબાવો !

આચાર્યો, મહાત્માઓ સ્થાનિકો, પંડિતો, રાજ્યાધિકારીઓ અને સદ્‌ગૃહસ્થોના અભિપ્રાયો મળી ચુકેલા છે.

તા. ક.—વિશેષ હકિકત માટે રિપોર્ટ મંગાવવા કૃપા કરવી.

લી૦ **ગણપતી જયશંકર શાસ્ત્રી.**

વ્યવસ્થાપક—પાઠશાળા મોડાસા. જી—અમદાવાદ

# શિશુ શિક્ષા લેખમાલાના

# નિયમો.

૧ આ લેખ માલામાં વિદ્યાર્થીઓને તથા જનસમાજને ઉપયોગી લેખો; ગદ્ય, પદ્ય અને વાર્તારૂપે લખવામાં આવશે.

૨. આ લેખમાલા નિયમસર દર માસે એક વખત પ્રગટ થશે.

૩. આ લેખમાલાનું વાર્ષિક લવાજમ રૂ. ૧–૨–૦ રાખવામાં આવ્યું છે. છુટક નકલના રૂ. ૦–૨–૦ થશે.

૪. સદર લેખમાલાના ૨૦ ગ્રાહકો કરી આપનારને બાર આનાની કિંમતનું એક ધાર્મિક પુસ્તક બક્ષીસ આપવામાં આવશે

૫ સદર માલામાં રાજકીય લેખો લખાશે નહિ.

૬ આ લેખમાલામાં, લેખકોએ લેખ લખી મોકલવા. છુટ છે.

૭. વાર્ષિક ગ્રાહકોએ લવાજમનાં નાણાં અગાઉથી મોકલવાં પડશે

---

## વૈદિક નિત્ય કર્મ પ્રકાશ.

આ ગ્રંથ નિત્યકર્મ માટે અતિ ઉપયોગી છે. તે ઉપરાંત: રુદ્રી-અભિષેક પ્રયોગ સાથે, મહિમ્ન, સંપીજ નવગ્રહ સ્તોત્ર ગીતાધ્યાય, ચંડીકવચ આદિ વિષયોનો પણ સમાસ કરેલો છે કિંમત માત્ર રૂ. ૦–૧૨–૦, નિર્ણયસાગરી ઉત્તમ ટાઈપના અક્ષરે.

જલદી લખો !—

સંસ્કૃત પાઠશાળા—માણસા.
જીલ્લો—અમદાવાદ.